ખાસ શીયા ઇમામી ઇસમાઇલીયો માટેજ.

હાજર ઇમામ

સર સુલતાન મહુમદ શાહ

જી. સી. એસ. આઈ.,

એલ. એલ. ડી. વગેરે

ની

બેતાલીસમી—

તા૦ ૨૪-૭-૧૯૧૯.



# સાલગ્રેહ મુબારક.



લખી

પ્રગટ કરનાર

ખોજા

હાસમ મુળજી

શ્રી જામ મેવાસાવાળા

હાલમાં પાલીસા (યુગાન્ડા)

બ્રીટીશ ઇસ્ટ આફ્રીકાવાળા તરફથી

ઇસ્માઇલી દીનભાઇઓને ભેટ.

કિમત અમુલ્ય.

આ બુક મેનેજર વલીભાઇ નાનજીએ ધી ખોજા સીંધી પ્રી. પ્રેસ, ૧૧૩, પાલખી મહોલા, મુંબઇ નાં. ૯ માં છાપી તથા ખોજા હાસમ મુળજીએ બ્રીટીશ ઇસ્ટ આફ્રીકા પાલીસા યુગાન્ડા પાલીસામાં પ્રગટ કરી.

ગુજરાતી ક્રોપીરાઈ[illegible] બંધુઓને અરપણ.

હીઝ હાઇનેસ સર સુલતાન મહમદ શાહ દાતાર

જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઇ.

એલ. એલ. ડી.

ની ૪૨ મી ખુશાલીના પ્રસંગે

સેવક હાસમ મુલજી શ્રી જામ મેવાસાવાલા

હાલમાં પાલીસા, ભ્રાં. મ. આ.

બુગાન્ડાવાલા તરફથી

આ બીજી ભેટ.

પહેલી ભેટનો આપે સ્વીકાર કરેલ છે તેવીજ રીતે

આ બીજી ભેટ આપની તહેનાતમાં

કબુલ યાને સ્વીકાર કરશોજી.

રચનાર }
પ્રગટ કરનાર. }

આપનો હીતેચ્છુ,

સેવક, હાસમ મુલજી

ના મા અશો મદદ વાંચસો.

## યા અલી મદદ.

# પ્રસ્તાવના.

મહા બળવાન ન્યાઇ બ્રીટીશ સલ્તનતથી હિંદુસ્તાન અગર આફ્રીકામાં ધર્મનું છુટ પણું થતાં પોતાના ધર્મ માટે દરેક કોમને ચળવળ થવા લાગી છે અને પોતપોતાના દીનને ટેકો આપનારી બાબતો પ્રકાશમાં લાવવા જાય છે એ મુજબ આપણા પાક પ્રસન્ન ઇલ્મી દીનનો ઝગઝાટ બતાવનારા પુસ્તકો બહાર લાવવામાં કોશીષ કરવામાં આપણે પણ બાકાત રહેવું જોઇએ નહી.

એવું સમજી આપણી કોમના મહાન વીદવાન નરોએ જમાનાને અનુસરી આપણા દીન માટે જહેમત વેઠી દીનની સેવા બજાવી છે જેનો ખરો લાભ તેને પગલે ચાલવાની દરેક ઇસ્માઇલી ઉગતા વીદવાનોની ફરજ છે.

પ્રસંગોપાત લેખો બાહાર પાડવાથી જે ફાયદો થાય છે તે બીજા બીજા ટાઇમે બહાર પાડવાથી થતો નથી.

સાલગરેહ જેવા શુભ પ્રસંગે અનેક મંડળો તરફથી તે પ્રસંગને અનુસરતા પેમ્ફલેટો બાહાર પડે છે પણ તે એકજ વિષયને લગતા હોય અને ખુશાલી પ્રદર્શીત કરવાના વિષય શીવાય અન્ય બાબતો

ભાગ્યેજ સમાવેશ કરવામાં આવતી હોય. ખુશાલીના પ્રસંગની ખુશી બતાવવા ઉપરાંત વધારે લાભ ભાગ્યેજ થઇ શકે.

હાજર ઈમામની ૪૧ મી ખુશીયાલી પ્રસંગે આ સેવક તરફથી એક સાહેબનો ફંદુ તથા મુબારકીના ગજલોવાળું પેમ્ફલેટ બાહાર પડેલું હતું તે જોઇ મારા એક મીત્રે મને સલાહમાં જણાવ્યું જે આ પેમ્ફલેટો જેવા કે, માગી હઃ હજ અને ત્રવેણી સાલગરી પીયુસ ગેરે ઘણા બહાર પડે ાં છે પણ જુઓ કે બહાર પડેલા હશે પણ મ હજુ સુધી એવું પેમ્ફલેટ કે જેની અંદર આવા પ્રસંગે શુભ વીચાર દર્શાવતાં અને પ્રસંગને અનુસરતાં વીચારોથી વાર્તાલયમાં ભરપુર હોય અને કેળવણી તથા મોટાઓની ફરજ વાગેરે સમાવેશ હોય. જોયું નથી અને બહાર પડેલું નથી કે જેથી કોમને લાભ કારી નીવડે.

ઉપર પ્રમાણે મારા મિત્રની સલાહ પ્રમાણે આ સાલગરી મુબા રક નામનું પુસ્તકને લગતું પેમ્ફલેટ બહાર પાડવામાં આવ્યું છે પણ આ પુસ્તક લખવાનો આ સેવકનો પહેલોજ પ્રયાસ છે એ બીના ધ્યાનમાં લઇ આ પુસ્તકમાંથી જે લાભકારી અંસ માલમ પડે તે ગ્રહણ કરશેજ. મનુસ્ય માત્ર ભુલને પાત્ર છે. એ નીયમનો લાભ આ નવા લેખકને આપી ટીકાના ક્ષેત્રમાં ઉતરવા તસ્દી નહી લેતાં જે કાંઇ ભુલચુક રહી ગઇ હોય તેને માટે દરગુજર કરશો અને મીત્રા ચારીની રાહથી અમોને યોગ્ય સુચના આપશો તો તેમનો ખરેખરો આભાર માનીશું.

છેવટમાં અમો સર્વ દીન બંધુઓને અરજ ગુજારીએ છીએ કે આ પેમ્ફલેટ વાંચી મનન કરી પોતાના ભાઇબંધ દોસ્તદારોને વંચાવી આવા અમુલ્ય વખતોના લાભ લેશો તો અમારો આ પ્રયાસ સફળ થએલો ગણાશે. આમીન.

લા૦ સેવક,

હાસમ મુળજી

ના યા અલી વાંચશો.



# બેઅબો થીએ આપણી સમગ્ર જ્ઞાતિને લાયક.



૧. આપણા પવીત્ર ધરમ પ્રત્યે એક ભાવના.

૨. એક જાતના ધાર્મીક તથા સંસારીક વીચારો.

૩. એક સંપ (કજીઆ કંકાસ વગરના કુટુંબો તથા ટોલીઓ.)

૪. પુત્ર કેળવણી પાછળ પુરતું લક્ષ આપનાર પિતા તથા કન્યા કેળવણી પાછળ પુરતું લક્ષ આપનાર માતાઓ.

૫. પુત્રને અઉદયોગીક વ્યપારી અને ધારમીક શીક્ષણ આપનાર કુટુંબો.

૬. ખરો ધર્મ ખરૂં જ્ઞાન તથા ખરા શીક્ષણો પર લક્ષ આપનાર સ્ત્રી પુરૂશો.

૭ સતગુરૂ પરજ શ્રદ્ધા રાખનાર યુવકો અને યુવતીઓ.

૮. બાળ લગ્નનું નિકંદન કાઢનાર માબાપો.

૯. લગ્ન પ્રસંગો આવતા કોઇપણ રીતે કસા કારણથી મન ઉંચા થયા ન હોય તેવા વેવાઇ અને વેવાણો.

૧૦. કેળવણી આપવી એટલે નીશાળે બાળકોને મોકલવા તથા નિશાળનું શીક્ષણ માત્રજ આપવું એટલુંજ બસ નહી પણ પુત્રને સંસારીક ધાર્મીક અઉદયોગીક વિગેરે પ્રકારનું તથા પુત્રીને રાંધવું સીંવવું, ભરવું તથા સંસાર સુખી કરનાર બીજી વસ્તુઓનું શીક્ષણ આપવું તેવું સમજનાર પિતા માતાઓ તથા વાલીઓ.



# સંગીત.

(પુનમ ચાંદની ખીલી પુરી અહિંરે—એ રાગ.)

સુંદર શોભિત છે ધન્ય દીન આજનોરે
ઉર આનંદ તણો નહિ પાર
રૂડો જન્મ તણો દીન શાહ સુલતાનનોરે
દિન ઉજ્જલો ઉજવીએ ઉમંગથીરે
ગણી જન્મ અષ્ટમી થકી સાર.—રૂડો૦

—સાખી.—

ઝગમગ કરતો કુળીઓ અતી આણી ચળકાટ,
અધિક કીર્ણો આજે કરી દીસે રવી રળીઆત,
કેવી સુંદરતા સરવે છવાઇ છેરે
રંગે સોનાનો આજે સંસાર.—રૂડો૦

—સાખી.—

ચળકે તારા આભમાં સશિ સુંદર દેખાય,
અજબ રંગ છે આજનો રૂડી રજની માંય,
દમ્પત્ય સહદળ દાઝે બહુ દીલમાંરે
ખીજવાઇ લાવે નાહક ખાર.—રૂડો૦

—સાખી.—

અતી રંગે ધુધવાટથી સમુદ્ર કરે ઉછળાટ,
ખુબ રંગે સરીતા વહે ખળળ કરી ખખળાટ,
ભય બીક ભાંગી ભગતો તણો મનથીરે
રંગે પવન પ્રસર્યો અપાર.—રૂડાં૦

—સાખી—

મન ગમતા ભોજન જમી પહેરી વસ્ત્ર અલંકાર,
મળિયા સરવે સંપથી રંગ ધરી નર નાર,
ચઉદ બ્રહ્માંડમાં ખુશી પ્રગટાઇ છેરે
ભલે આવ્યા યા અલી અવતાર—રૂડાં૦

(સુ. છ. ઉનાવાલા.)



# સાલગરેહ સંદેશ.

—⊃✱⊂—

દોહરો.

પોપટ પ્યારા પાંજરે બેઠો છે શું આજ,
જા ઉડી તું આ ઘડી શુભ સંદેશા કાજ. ૧
પુષ્પ માળાની સાથ આ પત્રીકા છે વાંચ,
શાહ મહમદ સુલતાનની જન્મ જયંતિ આજ. ૨
લે પત્રીકા પ્રેમથી બાંધુ તારી કોટ,
લઇ વેહલો જા આ ઘડી ઉડે મુકી દોટ. ૩
મીજલસ કે મેળાવડા ખાને કે નીજ ઘેર,
જ્યાં જ્યાં જલસા જોય તું ત્યાં જા રૂડી પેર. ૪
જન્મ મુબારક જે લખ્યા પત્રીકામાં લેખ,
તે પત્રીકા પ્રેમથી વાંચે ધરી વિવેક. ૫
પોપટ વાલા તું પાંખથી જોસે બધી રચનાઇ,
મુજને જો પાંખો હતે તો કહત નહી તુજને ભાઇ. ૬
અરજ કરે છે કર જોડીને એચ. એમ. આજ,
મુબારકી છે સરવેને જન્મ દીન શાહ તણો આજ. ૭

(ઇસમાઇલી સીતારામાંથી.)

—⊃✱⊂—

# સાલગ્રેહ મુબારક.



યા ખુદા હવે કયારે આરો આવે હવે તો સફર ખુતી નથી. હવે તો ટાંટીયા હાલતા નથી, આવું જંગલ અને આવા તડકા તો મારા વડવાઓએ પણ જોયા નહી હોય પણ મારે જોવું પડે છે. આ જંગલમાં કોઇ જનાવર ફાડી ખાય તો લાશનો પણ પતો ન લાગે પણ હવે તો હલાતું નથી. ચડાહ (ડુંગર) ચડાતો નથી. પાણીની તરસ લાગી છે. ભાઇ કુરજીભાઇ કયાં ગયા? (જુએ છે તો) અહોહો તેતો સામી ચડાહ ચડી જઇ ઉભા છે અને મારી વાટ જુએ છે. ચાલ જલદી જાઉં અને પાણીની તરસ લાગી છે તો કુરજીભાઇને વાત કરૂં.

વહાલા વાંચક એક નેધારા જંગલમાં આપણે આવ્યા છીએ જ્યાં તડકા સખત પડે છે. ખરો મધાન થયો છે. આજુ બાજુ જંગલની ઝાડી બીહામણી ઉભી છે તેમાં પવનનું તો નામ નથી પાણીનો પતો નથી. એવા બીહામણા જંગલમાં બે મુસાફરો સાઇકલથી સફર કરે છે. તડકા પડવાથી પ્યાસ લાગી છે અને થાકી ગયેલ છે તેથી સાઇકલ ચાલતી નથી અને એક યુવાન આગળ થયો છે. હવે બન્ને યુવાન પુરૂષો ઝાડની ઠંડી છાયા તળે આવી બેઠા છે. દેખાતાં તો બન્ને યુવાન કોઇ સારા કુળવાન લાગે છે અને ચહેરા ઉપરથી તો કોઇ ઇસમાઇલી ભાઇયો હોય તેવું લાગે છે અને કોઇ શુભ પ્રસંગે જતા

હોય તેવો ઠાઠ લાગે છે પણ ફીકર નહી આગલ ચાલો. તે બન્ને વાતો કરે છે તે ઉપરથી જાણીશું જે ક્યાંથી આવે છે અને ક્યાં અને કયા શુભ પ્રસંગે જાય છે અને કોણ કોણ છે તે સરવે જાણી શકીશું.

તારભાઇ કહે—કુરજીભાઇ તમે તો બહુજ સાઇકલ ચલાવો છો પણ હવે માગથી તો સાઇકલ ચાલતી નથી તેમ તરસ પણ બહુ લાગી છે આવે વખતે કોઈ પાણી અને થંડો પવન વાતો હોય તેવું ઝાડ હોય તો બસ છે. અત્યારે બીજા કસાની આશા નથી.

કુરજીભાઈ—કેમ ભાઇ આમ હીમત કેમ હારી જાય છે? હજુ તો ધારેલું સ્થાન ઘણું દુર છે. અહીં બેસશું તો અસુર થઇ જાશે માટે જલદી ચાલો. આવતી કાલે આપણા હાજર ઇમામ સુલતાન મહમદશાહ દાતારના જન્મ દીવસની ખુશીચાલી છે, તો આપણા મીત્ર મંડળ આપણી વાટ જોતા હશે. પાણી પીવું હોય તો ચાલ્ય અહીં ઝાડ છે, ત્યાં બેસીએ અને પાણી મંગાવીએ અને પીયે પણ રસ્તામાં પાણી પીવું સારૂં નથી.

તારભાઇ કહે—(ઝાડ નીચે બેસી પાણી જેવું હતું તેવું પીઇને) કુરજીભાઇ અહોહો! હવે તો કાંઇક ઠંડો પવન નીકળ્યો! મારૂં મન તો અહીં વધારે વાર બેશીએ તેમ છે. આમે પછે હઇડા તો કરવા નશીબમાં માંડેલાજ છે. કુરજીભાઇ આપણે આવી શું ગુનેહગારી કરી હશે જે આવા આવા હઇડા કરવા પડે છે અને આવા દુખના વાદળ આવી પડે છે.

કુરજીભાઈ કહે—તારભાઈ તારી વાત સાચી છે પણ નશીબ તે આપણાજ હાથમાં છે. વીદવાન લોકોએ પણ કહયું છે જે, નશીબ નશીબ ન કર્યાં કરો. નશીબ તમારાજ હાથમાં છે તેમજ તેને ફેરવી શકોછો તેમજ તેને સારૂ યા નરશું કરી શકો છો, કારણ જે નશીબ (પ્રારબ્ધ) ને કેળવવાથી કીમતી બને છે કેળવવાથી કોડીનું કરોડનું થાય અને વગર કળવે કરોડનું હોય તોપણ કોડીનું થાય છે.

તારભાઇ કહે—તમો જણાવો છો કે નશીબ પ્રારબ્ધને કેળવવાથી કીમત વધે છે, તો મેં પણ સાંભળ્યું છે કે પ્રારબ્ધ એટલે ગયા જનમના કરેલાં શુભ અશુભ કર્મોના ફળ સુખ દુખ હાલ ભોગવાય છે તે તે પછી કેળવવાથી કીમતી તે શું અને ન કેળવવાથી ખરાબી શું તે હું કાંઇ સમજી શકતો નથી.

કુરજીભાઈ કહે—એ વાત બરાબર છે પણ દરેક કેળવણી જુદાજ રૂપમાં હોય છે. ઉન, રૂઉની કેળવણી મીસીનથી કાપડ બનાવવું તે છે અને બાળકોની કેળવણી નિશાળે ભણાવવા તે છે. તેમજ મનુસ્યના જય વિજયનો આધાર તેના પોતાના વીચારો ઉપરજ છે કે જે પ્રારબ્ધથી થતા સુખો દુખોમાં સ્થીર રહેવુ. સુખમાં છકકી જવું નહી જોઇએ અને સુખ પ્રાપ્ત થતાં તકસુરીમાં સામેલ થઇ કોઇનું પણ અહિત કરવું તેમ થાય તો તે પ્રારબ્ધની ખરાબી કરી ગણાય. તો એ ખરાબ ગણાયું, કીરતી મેળવવી વીગેરે આપણા વીચારો ઉપરજ આધાર છે. તો બાઇ તેમાં કોઇનો દોષ નથી. પણ હવે જલદી ચાલો, વખત જાય છે, અહીં જંગલ છે પછી ધારેલે સ્થાને

પોંચાશે નહીં, વધારે વાતું ત્યાં જઇ કરીશું."

વહાલા વાંચક! આપણે જાણ્યું તો ખરૂં કે બંન્ને યુવાન મુસાફર ઇસમાઇલી દીન પાળનારા છે અને કોઇ યુગાન્ડાના ભર જંગલના ગામડાંમાંથી કોઇ શહેર તરફ ખુશીયાલી કરવા જાય છે. તેમાં કુરજી ભાઇ મોટા છે અને તારભાઇ નાનો છે, હવે તે બન્ને ભાઇ હોય કે બીજા ભાઇના સગપણવાળું હોય તે ખુદા જાણે.

પ્રિય વાંચકને એમજ થાશે કે સાલગરી મુબારકને બદલે આવા સાઇકલના હઙડામાં તથા નશીબની માથાકુટમાં કયાં આવ્યા? તે ખરૂં છે પણ ધીરજ ધરો. તે સાલગરી મુબારકના લગતા વીવેચનની નજીક આવ્યા છીએ.

હવે કોઇએક શહેરમાં ખુશીયાલીની ધામધુમ થાય છે, ત્યાં આવી પહોંચ્યા છીએ.

કોઇએક નઇરોબી જેવા શહેરમાના જમાનખાનાનાં પાસેના મંડપમાં ધામધુમ થઇ રહી છે અને બેંડવાજુ જોરથી જમાતખાનાને ગજાવી રહયું છે. ઢોલ, નગારા, સરણાઇ વીગેરે વાગી રહયા છે અને સાંભળનારને જાણે હીંચના રાગથી અથંગો ગુંથાતો હોય તેવું વાગી રહયું છે અને આનંદ આનંદ છવાઇ રહયો છે. દરેક ભાઇઓ ઉમંગ થી દરેક કામમાં ભાગ લીએ છે અને અવ્વર કામ પણ આપી બેઠે છે. એમની બરદાસ કરવાને માટે ઇસમાઇલી ભાઇઓ એક પગે તત્પર થઇ રહયા છે. કોઇ પાન સોપારી એલાયચી તો કોઇ સોડા લેમન સરબત ઠંડા પાણી, તો કોઇ માન દઇ આસનવાર બેસાડવાને, કો

કોઇ મેજ ખુરશી બાંક ગોઠવવામાં મસગુલ થઇ રહ્યા છે. તે જોઇ જોવા આવનારને પણ ખુશ ખુશ થઇ જવું પડે છે. મંડપની શોભામાં વળી મણા નથી. ઇસમાઇલી ભાઇઓ દરેક કામમાં કેવા પ્રેમ ભાવથી કામ કરી રહયા છે? તો પછી રમત ગમતની તો વાત શી પુછવી? ડાંડીયા રાસ લેવા શરૂ થઇ ગયા છે અને જોનારના દીલ બરાબર ખેંચાણા છે અને બધા એકી નજર થઈ રહયા છે અને વાહવાહના પોકાર થઇ રહયા છે. સાબાશ સાબાશના માનથી વધાવી રહયા છે: અત્યારે બરાબર નવનો વખત થઇ રહયો છે. અત્રે વખતે બે મુસાફર ભાઇઓ સાઇકલની ટોકરી વગાડતા ટનનન કરતા પરબારા તેજ જમાતખાનાની બાજુમાં તરી તે મંડપની પાસેજ ઉતર્યા. તે જોઇ એક યુવાન પુરૂષ તરત દોડતો આવ્યો. તે યુવાન જોતાંતો ચાલાક હુશીયાર અને કેળવાએલ હોય તેવો લાગે છે. આજના સુધારા વધારાના વખત પ્રમાણે ઇસ્ત્રી ટાઇટ કપડાં પહેરેલા છે. ચાઇના સીલ્કનું શુટ પહેરેલું છે. ગલામાં અકકડ ટાઇટ કોલર રહી ગયું છે. માથામાં અંગ્રેજી ફેસનની ટોપી રહી ગઇ છે. કોટના ખીસામાં અતર ઓટો મોહીનીથી ખુશબોદાર, ભપકાદાર રેસમી રૂમાલ બહેકી રહયો છે. અત્યારે ખુશીયાલીના પ્રસંગે ચહેરો પ્રફુલ્લીત ખુશ ખુશ થઇ રહયો છે અને ઘણા હેત અને પ્રેમના ભાવથી આવનાર સાઇકલો વાલા પાસે આવી યા અલી મદદ કરતાંજ સાઇકલો ભોઇ સાથે ઉપાડી દુકાને ચાલ્યા.

પ્રિય વાંચક! આવનાર બે મુસાફરો તે કોણ હતા તેતો જાણ્યું હશે કે આપણે ઝાડના છાંયા તળે વાતો કરતા મુકયા હતા તેજ છે.

રસ્તામાં સાઇકલના ટીયુબમાં પંચર પડવાથી પંચર સાંધતા વાર લાગવાથી ઘણી વાર લાગી અને અત્યારે ધારેલે સ્થને પોતા. હવે સામે આવનાર યુવાન કોઇ નહી પણ તેમની મીત્ર મંડળી માહેલો એક જેનું નામ અલીભાઇ હતું તેની દુકાન અહીંજ ચાલે છે તેણે આ આવનાર બંને યુવાનોની ઘણી વાટ જોઇ હતી; પણ અત્યાર સુધી આવ્યા નહી તેથી આશા છોડી હતી. ત્યાંતો ટોકરીના ભણકારા કાને પડતાંજ ઉઠીને સામો આવ્યો. પ્રથમ તો ખેર ખારીયત પુછી અને અસુર થવાનું કારણ વીગેરે પુછયું. જવાબમાં ઇતિથઇત વાત્ત કહી સંભળાવી અને બીજે દીવસે ખુશીયાલી હોવાથી નવા આવનારે અત્રેની ખુશીયાલી વીશે બન્નેએ પ્રસ્ન કરયો તેના જવાબમાં અત્રેના શુભ પ્રસંગનો ઉત્સાહ વગર અતિસ્યોકિતથી કહી સંભળાવ્યો.

નવા આવનારને જગલના વેપાર સમાચાર પુછયા, જવાબમાં સાધારણ ચાલે છે. નવા આવનારાઓએ અત્રેની હુંડીયોની હાડમારી તથા વેપારના સમાચાર પુછયા, જવાબમાં વેપાર મંદા છે. હુંડીયો વાસ્તે ગામમાં મરીકાના રપોટા ફેરવાય છે અને નાણા ભીડની હાડમારી લાગી પડી છે પણ આપણા ઇસમાઇલી ભાઇયોને માટે ઇસમાઇલી શેઠીયાઓએ ઘણી સારી સગવડ કરી દીધી છે, જેથી ખુદાનું સુખરાણું. ખુદાવીંદ તેના શેઠીયાઓને ઝાઝી આબાદી સાથે નાણું આપે. આવી રીતે ટુંકમાં જવાબ આપ્યા તેમ વાતો કરતા કરતા દુકાને આવી પહોંચ્યા. નાસ્તાની તઇયારી તો અગાઉથીજ કરી રાખેલી હતી તેથી તરતજ બોયને સાદ કરી મેજ પર ખાવાનું

રખાવી ત્રણે જણા એક ટેબલ પર નાસ્તો કરવા બેઠા. નાસ્તો કરતાં કરતાં અલીભાઇએ કહયું કે—"ભાઇ કુરજીભાઇ આપણી કોમની આજ કાલ સારી ચડતી થતી જાય છે જો આપણે અહીંજ તપાસીસું તો કેળવણીનો કેટલો પ્રચાર થઇ રહયો છે? હવે આપણા પાક હાજર ઇમામની કૃપાથી કેળવણીની સમજ આપણી કોમમાં ઉતરતી જાયછે."

કુરજીભાઇએ કહયું—"આપનું કહેવું કેટલેક અંશે અહીંની તથા મુંબઇ જેવા મોટા શહેરોની સ્થીતી જોતા તો ખરૂં કહેવું પડશે; પણ સોના ઉપર ફરતી કીડી જેમ બધું સોનુંજ જુએ છે તેમ મુંબઇ જેવા મોટા શહેરોમાં વસ્તા પઇસાદાર ગ્રહસ્થોને સર્વત્ર તેવોજ ભાસ થાય તે બનવાજોગ છે પણ મારા એક મીત્ર તરફથી ઇન્ડીયાની ઇસમાઇલી કોમની દસા વીશે મને એક નિબંધ મળ્યો છે તેથી જોઇ શકયો છું કે મોટા મોટા શહેરોમાં તમારા જેવા વીચાર વાલા આમ ધારવામાં કેટલેક અંશે ભુલ કરે છે."

અલીભાઇ કહે—"હશે અમારો અહીંજ શહેરમાં વાસ થઇ રહયો છે અને અમોને કાઠીયાવાડ કે કચ્છમાં વાગેરેની આપણી કોમની શું હાલત છે તે જો કે, "ઇસમાઇલી સતપંથ પ્રકાશ" બહાર પડતાં જાણ્યું છે પણ તે જોઇએ એટલા મલતા નથી તો આપના મીત્ર તરફથી મળેલા નીબંધમાં શું જણાવે છે તે સંભળાવશો તો અમો આપના ઘણા ઉપકારી થશું."

કુરજીભાઇ—"આજ કાલ દુકાળના સબબથી તથા ભયંકર ઇન્ફ્લુન્ઝાની બીમારીથી કોઇપણ કાઠીયાવાડમાં, કચ્છમાં કે સારાં

હીંદુસ્તાનમાં એવો ભાગ નથી કે જ્યાં દુખ અશાંતી અને બેહાલપણું નજરે ન આવતું હોય, આપણે કદાચ આપણી કોમને કેળવણીમાં આગલ વધેલી કે વધતી માનતા હશું પણ ખરી રીતે જોતા તો એમ નથી. કાઠીયાવાડના આપણી કોમના અનેક પુરૂસો વાંચી કે લખી જાણતા નથી. સ્ત્રીઓમાં લખી વાંચી જાણે એવી સ્ત્રી સરાસરી એક ટકો પણ મલવી મુશકેલ છે. જ્યાં પેટ ભરવાના સાસાં હોય ત્યાં કેળવણી લેવી યાદ શાની આવે? એક ઘરમાં જેટલા મેમ્બર હોય તેટલા બધા મલી કમાય ત્યારે પોતાનું માંડ માંડ ભરણ પોશણ કરી શકે તો કેળવણી લેવાનું કયાંથી બની શકે? તમારા કહેવા પ્રમાણે કદાચ કેળવણીના ફાયદા સમજતા આપણી કોમ શીખી હોય તો તેમાં શું ફાયદો? અમુક ચીજમાં અમુક ગુણ છે એટલું જાણવાથી કાંઇ ફાયદો નથી પણ જ્યારે તે ચીજનો ઉપયોગ થાય ત્યારેજ ફાયદો પહોંચે છે. આપણી કોમના હજારો યુવાનીયા બીન કેળવાયલા રહેવાથી ટુંક પગારમાં દાસત્વ સ્વીકારી પોતાનું જીવન વ્યતિત કરે છે. એવા અનેક યુવાન પુરૂષો આપણી કોમમાં મલી આવશે કે જેઓ પોતાનું પણ પુરૂં કરવાની અશક્તિને લીધે કુંવારા રહેવાનું વધારે પસંદ કરે છે. એવા અનેક માબાપો મલી આવશે કે જેઓ પોતાના પોષણમાં મદદ કરે એવા હેતુથી પોતાના છોકરાને સ્કુલે મોકલી શકતા નથી.

જ્યાં છોકરાઓની કેળવણી લેવામાં આવી સ્થીતી હોય ત્યાં કન્યાઓ માટે તો વાતજ શી કરવી? કન્યાને કેળવણી આપવામાં

કેટલાક માબાપો એમ સમજે છે. એ અજ્ઞાનતા જ્યાં સુધી માબાપો કેળવાયેલ નથી ત્યાં સુધી દુર થવી ઘણું કઠણ છે. એક તો સાધન ઓછા, નીર્વાહ કરવાની અશક્તિ અને સાથે આવી અજ્ઞાનતા ધરાવનારા કુટુંબો પોતાની ઉન્નતી શી રીતે કરી શકે? આપણી કોમમાં એવા અનેક કુટુંબો હસ્તી ધરાવે છે કે જેઓ રોજ રળી રોજ ખાય છે અને દર રાત્રે બીજા દીવસની ચીંતામાં રહે છે. જ્યાં પેટ માટેજ આવી ચીંતા હોય ત્યાં કેળવણી લેવાનો ખ્યાલ કરવાનો અવકાશ ક્યાંથી મળે?

કાઠીયાવાડના ઘણા ખરા આપણા કોમી બંધુને પહેરવા પુરાં કપડાં નથી, ખાવા પુરૂં અનાજ મળતું નથી, બીમારી માટે દવાના સાંસાથી દર્દમાંજ જીવન વિતાડવા કે મૃત્યુ સ્વીકારવાની ફરજ પડે છે, એ ભાન મુંબઈમાં અગર તેવાજ મોટા શહેરોમાં વસતા શ્રીમંતોને કયાંથી હોય? "આપ સુખી તો જગ સુખી" માનનારા મુંબઈમાં અગર તેવા શહેરોમાં આપણા જેવાઓએ જરૂર આ દ્રષ્ય નજરે જોવું જોઇએ. એ રીતે આપણી કોમી બંધુની તન મન અને ધનની એવી સ્થીતી જ્યાં સુધી સુધારવામાં નહી આવે ત્યાં સુધી કોમી ઉન્નતીની આશા આકાશ કુસુમવતજ સમજવી. એ મુજબ સરાસરી તપાસતાં આપણી કોમ કેળવણીમાં ઘણીજ પછાત છે. આંગળીના ટેરવે ગણાતા ગ્રેજ્યુએટોવાળી આપણી કોમ કેળવણીમાં આગલ વધેલી નજ ગણાય. ગ્રેજ્યુએટ તો શું પણ મેત્રીક થયેલ કદાચ સોએક મલી આવે, તો ગુજરાતી સારૂં જ્ઞાન ધરાવનાર સો કન્યાઓ કાઠીયાવાડમાં

ભાગ્યેજ મલી આવશે તો અંગરેજી ગ્નાન ધરાવનારનો પતોજ કયાં લાગે કન્યા કેળવવાની વીરૂદ્ધ માબાપોની મેજોરીટી કાઠીયાવાડમાં હજુ છે. જો કે હાજર ઇમામના ફરમાનની રૂએ તેઓને પોતાના વીચારો બદલવા પડયા હશે એવી રીતે આપણી કોમ કેળવણીમા પછાત છે અને કેળવાયેલા શખ્સોથી બે નશીબ છે, તેનું કારણ શું? તેનું કારણ ફકત એજ કે પેટની વેઠમાં પડેલાને કેળવણીમાં પડવાનો અવકાશ કયાંથી હોય? જમાનો જમાનાને શીખવાડે છે, તેમ કેળવણીનો પ્રચાર હજુ થોડો થયો છે, થતો જાય છે, પણ તે હજુ કીડીના વેગે છે. જ્યારે અન્ય કોમ પોતાની ઉન્નતીના રસ્તે હજાર હોરસ પાવરવાલા એનજીનથી દોડે છે ત્યારે આપણી કોમ રગસીયા ગાડીના વેગે વધે છે.

એ ભાઇ અલીભાઇ! આપણી ગરીબ કોમની આવી સ્થીતી છે. તન તથા મનની કેળવણીથી આપણી કોમ બેનશીબ છે એ મુજબથી એ પુરવાર થાય છે તો પછી તનમાં સવાલ કયાં રહયો. સારીરીક સંપતી ઉપરની બંન્ને વ્યાધીઓમાં હરાઇ જાય છે, ઠંડીથી ઢાંકવા પુરા સાધન નહી. પેટપુરૂં ખાવા અનાજ નહી એવા શરીરમાં ચીંતા વ્યાધી અને હાય વોયના ભડકા બલી રહેવાથી, તેવા શરીરોમાં તાકાત કયાંથી મળેજ. અફસોસ! તન મન અને ધનમાં દરીદ્ર આપણી કોમના ભાઇઓ દુખી છે! હાય, કયા અભાગી મનુસ્યનું પથ્થર જેવું રદય આ બાબતને ખરા રૂપમાં જોતાં પીગળે નહી.

અલીભાઈ કહે—કુરજીભાઇ તે વાત બધી ખરી છે. આ જોતાં

તો આપણી કોમના માનવંતા શેઠો શ્રીમંતો તો મોટી ઉંઘમાં પડયા લાગે છે પણ નવાઇની વાત છે કે આવા આવા ગંભીર મામલામાં પણ હજુ શેઠીયાઓની ઉંઘ ઉડી નહી હોય?! એ વાત તો ચોકસ થાય છે કે ખરેખર શ્રીમંતો જ્યાં સુધી કોમ દશાના દરશન તરફ નહી જુએ ત્યાં સુધી આપણી કોમ ઉન્નતીના શીખરે ચડવું મુશકેલ ભરેલું છે.

કુરજીભાઇ કહે—આટલું સાંભળતાં આપને જેમ કોમ પ્રત્યે દયા ભાવનો વીચાર આવ્યો, તો ખરા રૂપમાં જોનારને શું ન થાય? આવી રીતે દરેક ઇસમાઇલી બંધુઓ રદયમાં કોમની દાઝની ચીડ થાય તો જરૂર જરૂર ઉન્નતીના ફળ ચાખીશુંજ. એ મુજબ આપને આપણી કોમની તનમન ધનની સ્થિતીનું સહેજ દરશન કરાવ્યું. હવે તે માટે કેવા કેવા ઉપાયો યોજવા તેના વીશે મેં મારા મીત્રનો પત્ર આવ્યો કે તુરતજ તેનું પ્લાન મારી અદના અકકલ મુજબ ઘડી કાઢયું છે તે આપની પાસે રજુ કરૂં છું. કુરજીભાઇએ તુરતજ ખીસામાંથી એક મોટું કવર કહાડયું જે જોવા તથા સાંભળવા ત્રણે યુવાનો આતુર ચહેરે એક ચીત થઇ રહયા. કુરજીભાઇએ કવર ખોલી અંદરથી એક લેખ કહાડી વાંચવા લાગ્યા:—

# શ્રીમંતોની ફરજ.



ફરજ એટલે શું?—એટલે કે દરેક કાર્યમાં આપણાથી બનતી મદદ દરેકને કરવી. અર્થાત પોતાની ફરજ પછી તનની મનની યા ધનની મદદ કરવી, તેને ફરજ કહેવામાં આવે છે. આ શબ્દ ટુંકો છે પણ તે ઘણોજ મહત્વતાવાળો શબ્દ છે. તેથી તે શબ્દનું દરેકે મનન કરવા જોગ છે.

દરેક ઇનસાનને તેવા કાર્યોમાં (ફરજ બજાવતા) આવવું પડે છે પરંતુ જે ઘણા ડાહ્યા અને ગુણીયલ હોય તેજ તેવા પ્રસંગે પોતાની ફરજ બજાવે છે અને જે અજ્ઞાન હોય તેજ તેવા અમુલ્ય પ્રસંગોમાં પોતાની ફરજ બજાવવામાં પછાત પડે છે.

આપણે ઉપર જોઇ ગયા કે દરેક કાર્યમાં પોતાની પવિત્ર ફરજ બજાવવી જોઇએ, તેમજ તેવા અનેક ફરજ બજાવવાના કાર્યમાં વારંવાર આપણને પસાર થવું પડે છે તેથી વારંવાર આપણી પવીત્ર ફરજ બજાવવાનો અમુલ્ય વખત આવે છે. પરંતુ જેવી રીતે ખરા હીરાની કીમત ખરા ઝવેરીજ જાણે છે, તેવીજ રીતે ખરા ઝવેરી હોય તેજ ખરા હીરા રૂપી આવા ફરજ બજાવવાના અમુલ્ય વખતમાં જરા પણ પછાત પડતા નથી.

આ વીષય—શ્રીમંતોની ફરજ વીશે લખવામાં આવેલ છે પણ ફરજ તો દરેક ઇસમાઇલી ભાઇઓએ બજાવવી જોઇએ તેમાં તો

જગાપ શંકા નથી. પરંતુ આ વીષય શ્રીમંતોની ફરજ વીશે આપવા ધાર્યો છે. તેથી અત્રે દરેક મુસમાઇની માનવંતા શ્રીમંત ગ્રહસ્થોએ પોતાની ફરજ બજાવવા ભુલવું જોઇએ નહી. હવે ફરજ તો ઠીક પણ અત્યારે કઇ ફરજ વીશે શેઠીયાઓને તરદી આપવાની છે? તે બીજી કોઇ નહી પણ ખાસ આપણી કોમની દાઝ દીલમાં ધરી તેની હાલત પર જોઇ અને કેળવણીની હાલત પર જોઇને બનતી કોશીષ કરવી જોઇએ એવી આ લખનારની નમ્ર અરજ છે. જુઓ કે આપણા માનવંતા હાજર ઇમામ મઉલાના આગા સુલતાન મહમદશાહ દાતારે પણ કેળવણી વીશે ઘણી ઘણી જગોએ ખાસ ભાર દઇને પોતાની પાક જીભાનથી ફરમાન કરેલ છે કે, "આગળ વધો" તોપણ તે નામદારના પ્રતાપથી આપણી કોમ કેળવણીમાં ઘણી આગળ વધી છે. પણ એમ પણ કહી શકીશું કે હજુ ઘણીજ વાર છે અને તે દરેક લેખકના લેખથી તથા દરેક વકતાઓના ભાષણથી તથા દરેક ગ્રંથ કરતાઓના ગ્રંથ વાંચતા પણ આપણે જાણ્યું છે તો હવે માનવંતા શેઠીયાઓ તથા ગ્રહસ્થોએ રહેમની મીઠી નજરથી કોમ વીશે ખરી દાઝ ધરીને બહાર પડવું જોઇએ અને અમુલ્ય વખતનો લાભ લેવો જોઇએ.

કોઇ વળી સવાલ ઉઠાવશે કે આપણી કોમમાં તો હાલમાં શેઠીયાઓ તો ધુસ્કે અને ભુસ્કે બહાર પડતા જાય છે. તેથી વળી બીજું શું જોઇએ? તે વાત બરાબર છે. તેવું આપણે સતપંથ પ્રકાશ દ્વારા પણ સાંભળ્યું છે તો તે બાબતમાં પણ તેવણોને ઘણો ધન્યવાદ ઘટે છે પણ તેટલામાં આપણે સંતોષ માની બેસી રહેવાનું નથી કારણકે તેવી નજીવી રકમોથી શું આપણી કોમનો ઉદય થઇ જવાનો

છે? અને પુરતે પુરતી કેળવણી મલી જવાની છે? તે જરા બારીકીથી તપાસીશું તો તુરત જણાઈ આવશે, કે તેમાં આપણી કોમના રગશીયા ગાડાની માફક ચાલતી કેળવણીની ભુખ નહીજ ભાંગે. તો શેઠીયાઓ સદગ્રહસ્થો, તમો તમારી થેલીના ઉદાર મોઢાં ખુલ્લા કરો, અને જુઓ કે શરૂઆતની ફતેહનો ઝુંડો કોણુના હાથમાં જાય છે. ટીપે ટીપે સરોવર ભરાય, કાંકરે કાંકરે પાર બંધાય. તે કહેવત પ્રમાણે આપણી કોમના અગરેસરો તથા માનવંતા શ્રીનંત શેઠીયાઓ શરૂઆત કરશે તોજ મઉલા જરૂર મદદ કરશેજ ને ભાઈઓની મુરાદ બર આવશે.

એક વીદ્વાને પણ કહ્યું છે કે—

"જો તમો કીરતી મેળવી તેને અમર રાખવા ઇચ્છતા હો તો કોમની ઉન્નતી કરવા કોશેશ કરો. કોમની ઉન્નતીનો મુખ્ય પાયો કેળવણીજ છે. જયાં સુધી કેળવણીના ખાતાંઓની સ્થાપના ઉભી થાય નહી ત્યાં સુધી કોમની ઉન્નતી કદી પણ થનાર નથી. તો કીરતી મેળવી અમર નામ રાખવાને કોમની સેવા બજાવવા કોણ ના હીમત કરશે ?"

ઘણાઓ એમ વીચાર કરે છે અને માને છે કે આપણી પોતાની વ્યાધીઓ કયાં થોડી છે કે બીજાની બલા ઉપાડવા જઇએ? તો તેવા શેઠીયાઓને જાણવું જોઇએ કે આ દુનીયામાં દરેક માણુસ પોત પોતાની વ્યાધીનો બોજો ઉપાડે તેમાં કાંઇ નવાઇ નથી, તે તો બધા પશુ પક્ષી પણ કરેછે, પણ ખરૂં તો તે છે કે, આપણી પોતાની

વ્યાધીનો બોજો ઉપાડવા સાથે બીજાઓ કે જે આપણી કોમના ગરીબ ભાઇઓ કે જેને આપણા કરતાં પણ વધારે વ્યાધીનો બોજો હોય છે તેમાંથી થોડો ઘણો બોજો ઉપાડી લેવો; એજ ખરેખરો પરોપકાર અને કોમની સેવા બજાવી કહેવાય છે.

જુઓ કે ગરીબ ભાઇઓનો બોજો ઉપાડતાં તો તકલીફ પડે છે, પણ તેમ કીધાથી આપણી ફીકરો સાથે બીજાની પણ આવવાથી આપણો બોજો પોતાની મેળેજ કુદરતી રીતે ઓછો થઇ જાય છે. માટે ટુંકમાં એટલુંજ યાદ રાખવું જોઇએ કે, પરોપકાર એટલે પારકા (આપણા જાત ભાઇઓ) ઉપર ઉપકાર હર વખત દરેક કાર્યમાં કરવા ભુલવું જોઇએ નહીં.

આ ફરજને અંગે દરેક ઇસમાઇલી ભાઇઓને લાજમ છે કે તન મન અને ધનથી પોતાના જાત ભાઇઓના દુખનાં આંસુ લુવા અને નીતીસર ઉત્તેજન દેવા તત્પર રહેવુંજ જોઇએ.

વળી અત્રે કોઇ સવાલ કરશે કે પોતાના બચ્ચાંઓને કેળવણી આપવા પોતાની યથા શકતી પ્રમાણે તો સહુ કરે છે અને પોતાના કુટુંબની દાઝ તો દરરોજ રદયમાં રાખે છે. અલબતાં કબુલ કરીશું કે તેમ કરે છે પણ જેઓ ગરીબ હાલતના છે અને જેઓને પોતાના પેટનો ખાડો પુરો ભરવાની પણ શકતી નથી તેઓ પોતાના બચ્ચાંઓને કેળવણી શી રીતે આપી શકે? તેને માટે કાંઇક કરવા આપણા શ્રીમંત શેઠીયાઓની પહેલી ફરજ છે. કોઇપણ શુભ કામમાં શરૂઆતમાં મુશકેલી તો પડવાની, તેમજ આએ ધર્મના કામમાં પણ પેલા

જાદુઇ અક્ષર કરનારા પહેલા અઢી અક્ષરી બોલો પઇસાની મુશકેલી સામી આવશે પણ તે મુશકેલી સામે હાથ જોડી બેસી રહેવા કરતાં તેનો તોડ શોધી કાઢવામાં ખરી દાનાઇ છે અને સાચી માણસાઇ છે. વળી આપણી કોમમાં હીતેચ્છુ સખી શેઠીયાઓની સખાવતી કસોટી કરવાનો પ્રસંગ પણ મોટા સબાબના વીદ્યા દાનના તથા ગરીબો દાન માટેનાં કામમાં કરવાનો છે.

માટે ભાઇઓ જાગૃત થાઓ અને જુઓ કે આપણે આપણી સંસારીક તેમજ ધામીક સ્થીતીમાં કેટલો બધો સુધારો કરવાનો બાકી છે? અને વીચાર કરો કે આપણે આપણી હાલની સ્થીતીમાં શું સુધારો કરવો જોઇએ? ખરેખર આપણે ધારમીક સ્થીતીની સાથે સંસારીક સ્થીતી સુધારવી જોઇએ. આપણા માનવંતા હાજર ઇમામનું પવીત્ર ફરમાન છે કે "તમો દુનીયામાં એવી સ્થીતીએ પહોંચો કે બીજી કોમ પણ કહે કે આગાખાનના મુરીદો ફીરસ્તા જેવા છે." એવી સ્થીતીએ આપણે કેવી રીતે પહોંચવું? શું કાંઇપણ પ્રયાસ કરયા વગર એટલી બધી ઉન્નતી પોતાની મેળે થઇ શકે? અલબતાં નહીંજ. હાલમાં તો આપણે અન્ય કોમની સાથે સરખામણી કરીશું, તો આપણી સંસારીક સ્થીતી ઘણી પછાત માલમ પડશે માટે પ્રયાસ કરવાની ખાસ જરૂર છે.

તો ગૃહસ્થો! ગફલત રૂપી નીંદ્રામાંથી જાગૃત થાઓ અને હીમત કરો. સાહેબે જામનગરમાં ફરમાવેલું છે કે "કેટલાક શખસો મઉલા મુરતજાઅલી પાસે આવ્યા અને માંગણી કરી કે, સાહેબ અમને ફતેહ

આપો. ત્યારે અમીરલ મોમનીને ફરમાવ્યું કે ફતેહ કરવામાં ત્રણ ચીજની જરૂર છે. પહેલાં તો હીમત જોઇએ, બીજું સારી તરવાર જોઇએ અને ત્રીજી ખુદાની રહેમ જોઇએ. પણ જો હીમત નહી હોય અને તરવાર પણ સારી ન હોય તો ફતેહ કેની રીતે થઇ શકે? માટે પ્રથમ તો આપણને હીમત જોઇએ અને ત્યાર પછી સાધન રૂપી તરવાર જોઇએ; કારણ જે ગમે તેટલી હીમત હોય ને સાધન ન હોય તો હીમત શું કામની? માટે ભાઇઓ, હીમત બાંધો અને જુઓ કે આપણી ઉન્નતી કરવામાં શું શું ચીજોની જરૂર છે? પછી વીચાર કરી જે જે ખામીઓ માલમ પડે, તે દુર કરવાની તેમજ જે જે સુધારા દાખલ કરવા ઇસ્ટ લાગે તે દાખલ કરવાના પ્રસાજો કામે લગાડો કે જેથી આપણી કોમની ચડતી થાય.

માટે ગ્રહસ્થો શેઠીયાઓ ગફલત રૂપી નીંદ્રામાંથી જાગરૂત થાઓ અને કીરતી મેળવવા તઇયાર થાઓ. માસીક અને પત્રોના લેખકો કેળવણી વાસ્તે કેવો પોકાર કરી રહયા છે, તે સાંભળો! શરૂઆતથી આજ દીન સુધીના માસીકો અને પત્રો ભેગા કરી જરા તપાસો કે કેળવણીના વાસ્તે કેટલું બધું લખાયલું છે! પણ નગારખાનામાં તુતીનો અવાજ કોણ સાંભળે! છેવટે લેખકો ઘાંટો તાણી તાણી થાકયા અને તેવણને "સબસે ભલી ચુપ" અખ્તીયાર કરવાનો વખત આવ્યો. માટે જે લોકો કીરતી મેળવવા શકતીમાન છે તે લોકો સારૂં આએ તન અમુલ્ય છે. ફરી ફરી આવો મનુષ્ય અવતાર અને આવી તકો હાથ આવનાર નથી. નાણું આવશે પણ ટાણું નહી

આવે. આ કહેવત ધ્યાનમાં લઇ કાંઇક પુરૂષાર્થ કરો. કોમની દાઝ હઇડે ધરો ગરીબ વર્ગને કેળવણી આપો અને તમારી કીરતી અમર કરો. આ રીતે વધારે લખવા બેસીએ તો મોટા ગ્રંથો ભરાય પણ આ ટુંકુ અને ટચમાં લાભ માની આટલેથીજ બંધ રાખ્યું છે પણ સજ્જન મનુસ્યો તેટલામાંજ ઝાઝું સમજી તેઓ અમુલ્ય તક હાથ લઇ પોતાની ફરજ બજાવશે. ઉપરાંત બીજાને તેમ કરવાને હીમત આપશેજ.

કવી લોકો પોતાની સુંદર કવીતાઓમાં પણ જણાવવાને ભુલ્યા નથી અને પોતાની ફરજ અદા કરી છે તેના નમુના નીચે પ્રમાણે—

## ખોજા કોમના માનવંતા મુરબ્બી ગણાતા ઇસ્માઇલી અકાબરોની જંજાળી હજુરમાં

# એક કંટાળા ભરેલી અરજ.

### ભુજંગી છંદ.

કરૂં અરજ ઇસમાઇલી નેક શેઠો, જરા સાંભળો રાખીને જીવ હેઠો,
હશે આપને કામ લાખ હજારો, હશે વાટ જોતી કનાપી બજારો.
છતાં ફર્જ ધારી જરા વખ્ત રોકો, ગણાવા મુરબ્બી હવે છાતી ઠોકો,
પડે વાંચતાં તસ્દી તો માફ કરજો, જરા વાંચીને દીલ દરયાફ કરજો.
પીડાતા રીબાતા જુઓ રંક ખોજા, ધરો જાત ભાઇ ગણી પુન્ય બોજા,

તમો મસ્ત થઇ મહાલતાં મોજ માંઇ, નથી રાખતા કોમનો ખ્યાલ કાંઇ.
ગરીબાઇમાં જાત બાઇ બીચારા, કલંકીત રીતો થકી વર્તનારા,
દુખી છે દુખી છે અરે આંસુ લુંછો, ચડાવો પછી આંકડાવાલી મુંછો.
જરી પાઘ પહેરી દીસો વાઘ જેવા, હશે રાંકડા લાગતા ડાઘ જેવા,
નથી વાંક તેમાં જરી રાંકડાનો, દીસે વાંક મોટાઇના આંકડાનો.
તજો મોજ ને શોખ લાગી રહયો છે, વધુ શું કહું વાતમાં માલ શ્યો છે?
તજી ફેસનોનો બુરો ખર્ચ ખોટો, દીયો રાંકને લેસ નાવશે ટોટો.
કીધી અર્જ મેં ફર્જનું કર્જ ધારી, ખરા દીલથી મેળ પાને ઉધારી,
તપાસી વીચારી કરો તોલ તેનો, જુઓ ઠીક તો રાખજો ખ્યાલ એનો.
ખુદાએ દીધું નાણું તો વાત કહેસું, ન નાણું હશે ત્યાં અમે ચુપ રહેસું,
વધુ દીએ ખુદા નાણું આબાદી સાથે, અમે આવસું પાસ આ વાદી સાથે.
પડા છો તમે તો વડું પેટ રાખો, સુણી દર્દીની વાતને મર્દ હાખો,
હમે દીરહમે લેખણે કાં પગેથી, ભલાઇ કરો કોમની તો વગેથી.
કરી આસ કોઇ કદી પાસ આવે, દીલાસો દીઓ માનથી ખાતર બાવે,
દીઓ રાંકને માન જે હોય મોટો, કરે દંભ તેનો ખરી વાત ખોટો.
જમે વ્યાજખી રાખજો સાહુકારી, ન લાવો દીલે લેસ વાતો વીકારી,
ગમે ના કહયું મારૂં તો માફ માગું, નહી સાફ વૃતીથી ઇનસાફ ત્યાગું.

વરતેજી.



# સુણો ઓ શેઠીયા લોકો.

ગઝલ.

ગરીબ છે કોમમાં ઝાઝા, અહો સતપંથી બંધુઓ;
દીયો ઝટ સ્હાયતા તેને, સુણો ઓ શેઠીયા લોકો.
મરી જવું સર્વને આખર, નથી શું જાણતા કોઇ,
છતાં શાને કરો છો ઢીલ? સુણો ઓ શેઠીયા લોકો.

મોદી.

# ધી:કાર તે ધનવાનને.

હરી ગીતમાં.

સમજ્યો ન મુલશંકર કહે, કોમ હીત કેરી સાનને;
દીધું ન વીદ્યા દાનતો, ધીક્કાર તે ધનવાનને.

ભટ.

# કોમ-દાઝ.

(છજા જાળીયાં ઝાળીયાં ખુબ છાજે—એ રાગ.)

નથી જેહને નાતની દાઝ જરીએ, દીસે પ્રાંતને ડુબતા દુખ દરીયે,
દયા હીણુ થઈ ધનમાં અંધ થાયે, કદી તેહથી કાર્ય સારા ન થાયે.
અહા નાત આ પ્રાંત આ દીન મારો, નહી નીકળે બોલ એમ કોઇ દહાડો,
ભરયું પેટને અંગને સુખ દીધું, નહી કોમ કે દીનનું કાંઇ કીધું.
ખરો ભાર રૂપ જગતને તે ગણાયે, એથી ધુળ સારી ઉડે જે વ્યોમ માંહે,
અરે કીડી કે કાગડા ખુબ સારા, નીજ જાતની દાઝ જે જાણનારા.
કીધું ધન ભેગું મથી જન્મ સારો, રૂડા બાગને મ્હેલ કીધા હજારો,
કહો આખરે કામ ત્યાં કોણ આવે, ગળું યમનો દુત આવી દબાવે.
વીચારો જરા ઓ જરી આંખ ખોલી, ધરો દીલમાં કોમની દાઝ થોડી,
ઘનાયા પડયા છો ચેનમાં વનરાજો, ભલો કાળને સુરમાં ખુબ ગાજો.

"હુકા."

૨૨

# તમારી કોમને માટે.

---

## ગઝલ.

વીચારો વીર વહાલા ઓ તમારી કોમને માટે,
ધરો કંઇ ધ્યાનમાં ધીરા તમારી કોમને માટે;
કહો ક્યાં છે કળા કઉસલ્યવાળું હુન્નરી ખાતું,
અગત્યતા છે એ એની તમારી કોમને માટે.
સુખે શીશુ રૂડી રીતે શીખે શુભ જ્ઞાન વીદ્યાનું,
કહો શાળા અરે ક્યાં છે તમારી કોમને માટે;
બહુ બેકાર થઇ બેઠા તેઓની બાંય ઝાલીને,
ચહાવો રોજીએ તેને તમારી કોમને માટે.
જરા જરદાર જોસો તો જરૂરી સહુ જણાશે તે,
ઝળકતી હાયસ્કુલ ક્યાં છે તમારી કોમને માટે;
કદાપી કોઇ કહેશે કે શીખેલા છે ઘણા બંધુ,
અમે તો નાજ કેવાના તમારી કોમને માટે.
જગાવો જોસથી જુસ્સો દીનોની દાઝ ધારીને,
ઉઠો ઉદારતા ધારી તમારી કોમને માટે.
ગરીબો ગાય જેવા હા! ગજબથી ગુંગળાય છે,
ગરજના કાં નથી કરતા તમારી કોમને માટે.
અરજ ઉરે અરે ધારો અમારી કોમને માટે,
તમારી ને અમારી તે વહાલી કોમના માટે.

ઇનાયત.

# આપણી સ્થીતી.

(રાગ—દેસ.)

મીત્રો સ્થીતી વિચારો આંખ ઉઘાડો, તત્વ જ્ઞાન જે શ્રેષ્ટ સર્વથી,
કંઇ જરારે જુઓ તો ખરારે.—મીત્રો.
અન્ય પ્રજાએ જાણ્યું અહીંથી, પ્રાચીન કાળે હતા આપણે,
કાં નહી આજે આપણે તેને જાણતારે.—મીત્રો.
વીદયા દ્રવ્ય શ્રેષ્ટ સ્થાનકે, જાત મહેનત કરવી મુકી,
હાલ થયા તે હાલ હવે શા આપણારે.—મીત્રો.
ધંધા હુન્નર ધરના મુકી, બાળ આપણા પ્રકટે કેવાં,
નોકર થઇ કાં માગી લ્યો પરતંત્રતારે.—મીત્રો.
શરીર બળ દીસે છે કેવા, જ્યાં ત્યાં જીવન પુરૂં કરવું,
શાહસ બુદ્ધી હીમત તણી છે શી દસારે.—મીત્રો.
જેમ તેમ ઉદરને ભરવું, દ્રવ્ય આપણું નાશી ગયું ક્યાં,
હાસમ કેમ નીભે એ લાંબુ ખ્યાલે.—મીત્રો.
વીદયા રસ કસ સર્વ ગયું ક્યાં, લ્યો જરારે મીત્રો સ્થીતી વીચારો,
હુન્નર કારીગરીને વીદયા ક્યાં ગયારે.—મીત્રો.

એચ. કે. સુરાની.

માટે હે ગ્રહસ્થો! શેઠીયાઓ! જાગ્રત થાઓ, જાગ્રત થાઓ અને જુઓ કે આપણી ગરીબ કોમમાં શું પોકાર પડી રહયો છે? તે જરા એક ધ્યાનથી સાંભળો, અને તેની દાઝ દીલમાં ધરી ઉભા થાઓ અને જે કોઇની થઇ નથી તેવી માયાનો ચોટલો પકડો અને આપણી ગરીબ કોમના બંધુઓને અને ગરીબોને માટે પરમાર્થથી કુરબાન કરો અને કીરતી મેળવી અમર નામ કરો તેથી વીશેષ શું કહેવું? નિંહુ મોં ને વડી ગાલ કયાંથી આવડે, માટે આટલેથીજ સમજી ઠીક લાગે તો ગરીબો પર દયા કરજો. આમીન.

અલીભાન કહે—વાહ! કુરજીભાઇ વાહ! આ આપના અમૃત રૂપી બોલોથી તથા આપના કુદરતી કોમ પ્રત્યેના તથા મનુસ્ય માત્રની ફરજના અમુલ્ય વીચારો જાણી હું ઘણો ખુશી થયો છું અને હવે મને પણ બરાબર ખાત્રી થઇ છે કે આપણી કોમના ઘણા માણુસો ગરીબ હાલતે અને બીન કેળવણીવાળા પણ રખડે છે. અને મોટા મોટા શેઠીયાઓ તો આપ સુખી તો જગ સુખી તેમ જાણી કુંભ કરણની માફક મોટી નીંદરામાં પડયા છે. ખુદાવીંદ તેમની અઘોર નીંદરા ઉડાડે અને ગરાબ કોમ વીશેના દવાજનક નગારા સાંભલી પુરતું ધ્યાન આપે એવું ઇચ્છીએ છીએ. કુરજીભાઇ માફ કરજો હો, તમો થાકીને આવો છો ને વળી મોડા વખત સુધી મારી માટે મહેનત લીધી. હવે ચાલો સુઇ જઇએ, આજે મોટાકામની મીજલસ છે. તેથી વેહલા ઉઠવું પડશે, ખરેખર છે કે આપણી કોમના દરેક નાના કે મોટા ગરીબ કે સાહુકાર દરેક મનુસ્યમાં જો

આના અમુલ્ય વીચારો ઉત્પન્ન થાય તો હું ધારૂં છું કે હાજર ઈમામના ફરમાન પ્રમાણે આપણી ચડતી થવી અને ઉન્નતીના શીખરે ચડવું મુશકેલ નથી યાને નવાઇ નથી. ખુદાવીંદ સઉને બુદ્ધી આપે.

કુરજીભાઇ કહે—એમાં તો તસ્દી શેની? મેંતો મારી ફરજ બજાવી છે પણ કોમની ચડતી થવી યા ન થવી તેતો શ્રીમંતોના હાથમાંજ છે પણ એટલું તો ખરૂં કે દરેક મનુસ્યથી જેટલું બને તેટલું તન મન અને ધનથી, જો મદદ આપતા જાય તો જરૂર આશા સફળ થાય.



# સાલગ્રેહ.



આજ રોજ સાલગ્રેહ છે અને અતરેના શહેરની છાજતી ધામ ધુમથી ઉજવવામાં આવી છે. રાએતા મુજબ આજે ધંધો રોજગાર બંધ કરવામાં આવ્યો છે. જમાતખાનામાં આજના મહાન પ્રસંગ માટે મંડપો ઉભા કરવામાં આવ્યા હતા અને નાના મોટા વાવટાઓ તથા તોરણોથી શણગારવામાં આવ્યા હતા અને ધામધુમ આઠ દીવસ અગાઉથી થાતી હતી તે આપણે આગલ વાંચી ગયા છીએ પણ આજે ધામધુમમાં ઓરજ શોભા છે અને આપણા ઇસમાઇલી ભાઇઓ તથા પંજેભાઇઓનો ઉત્સાહ વરસો વરસ માફક આ વરસે

વધુ ખેંચાણ કરી રહયો છે. જમાતખાના પાસે આજે સવારથી બેંડ વાજુ હાજર રાખવામાં આવ્યું હતું અને સરણાઇઓનો મધુર સ્વર નવી નવી રાગણીઓથી આનંદ આનંદ આનંદ ઉપજાવી રહયો છે અને બેંડ વાજુ જોરથી જમાતખાનાને ધમધમાવી રહયું છે.

આજ રોજે રાતના નવથી ૧૨ વાગા સુધી મીટીંગ ભરાવાની છે. તેમાં સર્વે ગ્રહસ્થોને આમંત્રણ માટે કારડ મોકલી અપાણા છે અને તેની ધામધુમ વાસ્તે મંડપ શણગારવાને તથા લાયક ગ્રહસ્થોને માટે લાયક આસન ગોઠવવાને તથા બીજાં પરચુટણ કામ માટે આપણા ભાઇઓ ઘણી હીમતથી અને ઉમંગથી કામ કરવાને સામેલ હતાં તેમાં અલીભાઇ તથા કુરજીભાઇ વીગેરે મોવડીમાં હતાં.

સાંજના જમાતખાનામાં બન્ને ધુઆનું અને ધર્મ ક્રિયાનું કામ ઉકેલાવી સારી જમાત મીટીંગના કામમાં મસગુલ થઇ ચુકા છે. ટાઇમ પ્રમાણે એક પછી એક ગ્રહસ્થો આવવા લાગ્યા અને સઉ સઉને આસને બેસવા લાગ્યા. ટાઇમ સમ્પુરણ થતા સરવે સદગ્રહસ્થો, મેમ્બરો આલીજાહો, મુખી કામડીયાઓ વીગેરે હાજર થયા હતા અને સઉ સઉને લાયક ગોઠવેલી બેઠકા આપવામાં આવી હતી અને તે ગોઠવણ જોઇને ખુશ ખુશ થઇ રહયા હતા. તે શીવાય મેજ ખુરશી, બાંક વીગેરે સરસ રીતે ગોઠવવામાં આવ્યા હતા અને અવર કામને વીરૂદ્ધી શીવાયને આવવાની રજા હોવાથી તેઓ પણ ઘણી ખુશીને સાથ હાજર થયા હતા અને માન દઇ બેસાડયા હતા અને રોશની માટે કીટસન લાઇટ, ગ્યાસ બતી, હાંડી ઝુમર, ચઉદ

લાઇન, ૩૦ લાઇન, ચાલીસ લાઇન વીગેરે બત્તીઓ ઘણી સરસ રીતે ગોઠવવામાં આવી હતી અને વચ્ચે વચ્ચે મેજ ઉપર ગ્રામોફોન ચાલુ હતો અને મેજ ઉપર કાચના સુંદર ફેનસી ગલાસમાં ગુલાબના નવીન નવીન જાતના ઝાડો ગોઠવવામાં આવ્યા હતા. ટેબલ લાંપો રાખવામાં આવ્યા હતા વીગેરે ભપકાદાર રોશની થઇ રહી હતી, અત્યારે તેની શોભાના વખાણ કર્યા થઇ શકે તેમ નથી. વીશેષમાં ભાઇઓનો પ્રેમ પ્રસરી રહયો હતો. આતશબાજી વીગેરે ફોડવામાં આવી હતી. આ જોઇ સરવે લોકો આનંદ આનંદ થઇ રહયા હતા. ખુશી ખુશી થતા હતા. મીટીંગમાં ભાષણ તથા સુંદર કવીતાઓ બોલાવવા માટે પ્રોગ્રામ બનાવવામાં આવ્યું હતું કે જેથી નામવાર ભાષણ કરવા ઉભા થાય તેવા પ્રોગ્રામના પાના દરેકના હાથમાં એકેક આપી દીધા હતા. હવે ભાષણો શરૂ થવા લાગા, નામવાર એક પછી એક ઉઠવા લાગ્યા અને મુબારકબાદીના વરસાદ વરસાવા લાગ્યા હતા, ભાષણો થતા હતા તેવામાં એક બાજુના છેડા ઉપર એક યુવાન ખીસામાંથી પાના કાઢી ગોઠવતો હતો, તે પાના લગભગ આઠથી દસ હશે અને કોઇ સારૂં અમુલ્ય કામ હીતનું ભાષણ કરવું હોય તેવું લાગતું હતું. આ યુવાન કોઇ બહારગામનો છે તેવું લાગતું હતું તેમણે કાશ્મીરનું શુટ પહેરેલું હતું, બેંગલોર ટોપી રહી ગઈ હતી. કોટના ખીસામાં સોનાના છેડાથી ઘડીયાળ શોભી રહયું હતું, કોલર, નેકટાઇ ગલામાં શોભી રહી હતી અને ખીસામાં રેસમી રૂમાલ ઓટો મોહીનીના ખુશબોથી બબકી રહયો હતો, પગમાં ખાસા ગરમ સ્ટોકીંગ તથા પુના લેધર બુટ શોભી રહયા હતા. અત્યારે તેનો ચેહ

રાની તો વાત શી કરવી? અકકલવંત, હુશીઆર, ખરા જ્ઞાનમાં ઉતરેલો હોય તેવું લાગતું હતું અને મુખમાં પાન પટી ચાવવાથી વધારે દેખાવડો લાગતો હતો.

લેખના પાનાઓ ગોઠવી હાથમાં રાખી સભા તરફ એકી નજરે અને એક ચીતે થતા ભાષણો સાંભળી રહયો હતો એટલામાં તેનુંજ નામ આવવાથી તુરતજ તે યુવાન ભાષણ કરવાને ઘણી ત્વરા ને ઉત્સાહથી ઉભો થયો. આપણી ધારેલી અટકલ ખરી પડી અને નીચે પ્રમાણે તેમનું ભાષણ સારી ઢબથી, છટટાથી, નરમાસથી, શાં ભરેલું અને કોમ હીતેચ્છુ તથા કેળવણીના વીષયનું તથા નામદાર આગાખાનની પ્રસંશા વીશે સંભળાવા લાગ્યું.

## ભાષણ.



મારા વ્હાલા દીન બંધુઓ! આજનો દીવસ આપણા માટે કેટલો બધો ઉત્સાહી અને આનંદીત છે તે આપ જાણતા હશો. આજે આપણા માનવંતા હાજર ઇમામ સર સુલતાન મહમદશાહ આગાખાન જી. સી. એસ. આઈ., એલ. એલ ડી. ની જન્મ દીવસની ખુશીયાલી છે. આ પ્રસંગે આપણી સમગ્ર કોમમાં દરેક ઠેકાણે હીંદુસ્તાન, આફ્રીકા દેશો દેશ અને ગામો ગામ જ્યાં આપણા ઇસ્માઇલી ખોજાઓ વસે છે. તે સઘળા ઠેકાણે ઘણી ધામધુમથી ખુશાયાલી કરવામાં આવે છે. જ્યાં જમાતખાનાઓ છે ત્યાં પુર ભપકાથી

રોશની કરવા ઉપરાંત પુરૂશો ડાંડીયા રાસ તથા આઓ રાસડા અને પોતાના મધુર સ્વરના ગીતોથી ગજાવી મુકે છે. વસ્ત્રાભુષણ તથા દાગીનાઓ જે કાંઇ શુભ સમયની સામગ્રી સંઘરી રાખી હોય તેનો આજે ઉપયોગ કરે છે ખાનપાનાદિક ખર્ચમાં પણ કાંઇ કચાસ રાખતા નથી.

આપણા માનવંતા નામદાર હાજર ઇમામનો જન્મ કરાંચી ખાતે હીજરી સન ૧૨૯૫ ની સવાલ માસની તા૦ ૨૫ મીએ થયો હતો આજે તેવણ નામદારની ૪૨ માં વરસની સાલગરેહની ખુશ બખ્તીમાં આજે આપણે ભેગા મળીયા છીએ તેવણની આખી કાર કીર્દીમાં છેહલા વરસ દરમ્યાન તેઓએ બજાવેલી સેવા એટલી તો જગપ્રસીદ્ધ છે કે નાનાથી મોટા સુધી ઇસમાઇલી કે અવર કોમ દરેકના જાણવામાં છે. તેવણ નામદારને જે જે ડીગરીઓ એનાયત થએલી છે તે તો જગપ્રસીદ્ધ છે. તેઓ નામદાર હીંદુસ્તાન અને આફ્રીકા છોડી આપણી શહેનશાહતના ભલા ખાતર વીલાયતમાં રહી જે રંજ અને જહેમત ઉઠાવે છે તેની કીમત આંકી શકાય તેમ નથી અને ખુનખાર લડાઇનો અંત આપણા બખ્તાવર શહેનશાહતના લાભમાં થયો છે તેથી આપણી કોમ તથા અવર કોમ દરેકને ખુશી થવા જેવું છે. તેઓ (આગાખાન) નામદાર ત્યાં છતાં પણ હીંદુસ્તાન તથા આફ્રીકાને ભુલી ગયા નથી હર વખત મુબારક તાલીકાઓથી નવાજેસ કરે છે અને નામદારો મી૦ મોનટેગુ તથા લોર્ડ ચેમ્ઝફર્ડ હીંદુસ્તાનના રાજ સુધારા અરથે જે એક મોટી યોજના ઘડી છે અને

જે કબુલ કરવી કે નહી અથવા તેમાં સુધારા વધારા અને ફેરફાર કરવા તે સારૂ આપણા હીંદુસ્તાનના લોકોએ કેવી ઢપે વીચાર અને તોલ કરવો તે વીશે એક ખરેખર મહાન પુરૂષ દાખલ તે નામદારે એક ચોપડી બહાર પાડી છે, જે ચોપડી ટુંક વખત થયા હીંદુસ્તાન આવી પુગી છે તે વાંચવાથી મને આશા છે કે તે સુધારાની યોજના ઉપર આપણા હીંદુસ્તાનના લોકોને એક સરસ અજવાળુ માલુમ પડશે અને એ મહાન પુરૂષે કેટલી જહેમત ખેંચી હીંદુસ્તાન માટે પોતાના ઉમદા વીચારો જે મનન કરવા લાયકના દરશાવ્યા છે તે ચોપડી વાંચવાથી જો હું ભુલતો નહી હોઉં તો વિલાયતના દરેક વતની આફરીનના શબ્દો કહ્યા વગર રહયા નથી, જેના માટે આપણી સમગ્ર કોમને મગરૂરી લીધા જોગ છે અને તેવણ નામદારનો એવો હેતુ છે કે દરેક ઇંનસાનનું તથા હીંદનું ભલું કરવું જે મુજબ તેઓ કરે છે તેતો જગપ્રસીધ્ધ છે. ઇસ્લામી આલમમાં તેમજ બ્રીટીશ રાજ્ય ઉપરાંત દુર દેસાવરમાં તેવણ નામદારની કેવી ઝળકતી પ્રતીષ્ટા છે તે લખવા બેસીએ તો પુરતોના પુસ્તકો ભરાઇ જાય. આજ કાલ ઇસલામી કોમના લાભાર્થે જે શ્રમ લીયે છે તેથી ઇસલામી આલમમાં પણ ઘણા પ્રિય થઇ પડેલા છે. સાંપ્રત કાળમાં કુલ મુસલમાનમાં આપણા હાજરૂ ઇમામ જમાન વીદવાન અને બાહોસ અને પ્રતિષ્ઠિત બીજા ભાગ્યેજ જોયા કે સાંભળ્યા હશે. તેવીજ રીતે રાજ કાજ બાબતમાં પણ કેવા રસીક અને પ્રીયકર છે તે જાણવાને માટે એવણ સાહેબને લખેલાં ચાંદો તથા ઇલકાબો ઉપરથી સ્પષ્ટ સમજી

શકારી એવા એવા ઇલકાબોથી આપણા હાજર ઇમામની પ્રતીષ્ઠતા આખી દુનીયામાં ઝળકી રહી છે ને તેને લીધેથી આપણી કોમ એવા મહાન શીર છત્રની છાંયા તળે મગરૂર છે. આપણા એવા માનવંતા ખેરખ્વાહ નામદાર સર સુલતાન મહમદશાહની સાલગરીની ખુશાલીમાં મારી એવી વિનતી છે કે તમો સરવે સાહેબો ખરા અંતઃકરણ અને પુર જોસ સાથે તે નામદારની તન્દુરસ્તીની સલામતી લેશો. (જોસભર તાળીઓ.)

ભાઇઓ મારા આ લાંબા વીવેચનથી આપને કંટાળો તો આવશે પણ તેને માટે ક્ષમા માંગું છું. હવે આપણી કોમમાં સેની જરૂર છે તે વીશે બે બોલ બોલવા વીચાર ધાર્યો છે તે આપ ભાઇઓ સાંભળવા તસ્દી લેશો એવી આશા છે.



# કેળવણી અને તેથી થતા ફાયદા.



સરવે સદ્‌ગ્રહસ્થો ઇસમાઇલી દીન બંધુઓને જણાવવાનું જે આપણા હાજર ઇમામ મઉલાના આગા સુલતાન મહમદશાહ દાતાર દરેક જગોમાં ફરમાનો કરીને તેમાં આપણને ચેતાવે છે કે તમો એક મોરા પંડીત થાઓ યાને વીદવાન થાઓ યાને સારા થાઓ અને તમારા બચ્ચાંઓને પુરતી કેળવણી આપો. નાનપણથી જો કેળવણીનું બીજ રોપસો તો આગલ જતાં તે સારી પાયરીએ પહોંચશે, જેમ લીલા

ઝાડની લાકડી જેમ વાળીએ તેમ વળે અને સુકેલી લાકડી તરતજ ભાંગી જાય છે તેવાજ રીતે નાના બચ્ચાંઓને જેવી ટેવ પાડો તેવી પડી શકે છે. કેળવણી આપવી તે આપણાજ હાથમાં છે માટે બચ્ચાંઓને કેળવણી સાથે આપણા પવીત્ર દીનની ચોપડીએ આપો જેથી આગલ જતા સેતાનની બાજી કરી ખાય નહી અને આપણો ધર્મ કેવો છે તે સુર્યની મીસાલ પ્રકાશ કરે.

ભાઇઓ! આપણી કોમનો ઉદય—એટલે આપણી કોમની ચડતી ઉન્નતી અને શ્રેષ્ટતાઇ કેમ પ્રાપ્ત થાય તે ઉપર બોલતા જણાવીશ કે, દરેક વ્યકિત કુટુંબ કોમ અને દેશની ઉન્નતીનો આધારજ કેળવણી છે, તે કેળવણીના ફેલાવા ઉપર અને કેળવણી ગ્રહણ કરવાના સાધનો મારફતેજ થઇ શકે છે;

કેળવણી એ મુખ્ય સાધન પ્રાપ્ત થતા બીજા અનેક સાધનોનું ભાન થાય છે તે થવા ઉપાયો યોજતા આપણી કોમનો ઉદય થતા વાર લાગશે નહી તે સાધનો કયા કયા છે કે (૧) પ્રથમ કેળવણી. (૨) ભાતૃ ભાવ (અથવા સંપ) (૩) હુન્નર ઉદયોગ તથા વ્યાપાર. (૪) ન્નાતી સેવા વીગેરે સાધનો પ્રાપ્ત થાય છે પણ પ્રથમ કેળવણી જોઇએ.

જુઓ કે કેળવણી અને સુધારા બાબતમાં આપણી કોમ ઘણી પંકાય છે પણ અન્ય કોમો સાથે સરખાવતાં હજુ બીજી કોમ ઘણી પાછલ છે એમ કહેવામાં કંઇ ખોટુ નથી. હાલમાં જ્યાં જુઓ ત્યાં લેખકો પોતાની કલમથી, વકતાઓ પોતાના ભાષણથી, તથા ગ્રંથ

કર્તાઓ પોતાના ગ્રંથમાં વીગેરે ઠેકાણે જ્યાં જુઓ ત્યાં, કેળવણીનીજ બુમ પાડે છે. વિશેશમાં તા. ૨૨–૧૨–૧૭ ના ધી. રિ. વિ. કલમમાં આપણી કોમનો ઉદય એ નામના ભાષણમા પહેલે નંબરે ઇનામ જીતી જનાર માસ્તર હરજીભાઇ પુંજાએ પોતાના ભાષણમાં જે જે કેળવણીની ખામીઓ બતાવી છે જે અત્રે ટાંકવાની જરૂર નથી તે બરાબર છે, જે આપણી કોમના અગ્રેસરોએ ધ્યાનમાં રાખ્યુ હશે.

કેળવણી કેટલી કીમતી ચીજ છે તે હવે આપણે જાણ્યું છે. વ્યવહારીક અને ધાર્મીક કેળવણી જેનામાં નથી તે મનુસ્ય ખરેખર બાંડુ અને ખાંડુ પશુ સમજવું અને કેળવણીથી કેળવાએલા પોતાના પ્રાલબ્ધ પણ ઉતમ બનાવે છે તે પણ આપણે જાણ્યું છે? ખરેખર છે કે કેળવણીથી સ્ત્રી પુરૂષના શું ધર્મ છે તથા માતા પિતા સાંથે પુત્રોનો શું ધર્મ છે? તે તથા વીવેક શું ચીજ છે? ને તેથી થતા ગુરૂ તથા પેદા કર્તા પ્રત્યે શું ફરજ છે?તે તથા પ્રજા સુધારવાનો મીશીન પણ સમજાય છે. આમ કેળવણીથી હજારો ફાયદા થાય છે માટે ભાઇઓ આપણા હાજર ઇમામના ફરમાન પ્રમાણે કેળવણીનો વધારો કરો. જેટલા આગળ વધ્યા છીએ તેથી વધુ આગળ વધો. પાછલ પડવું જોઇએ નહી. કેળવણી માટે આપણી કોમનાં શ્રીમંતો તથા મોટાઓ તથા માવીત્રોની ફરજ છે કે બચ્ચાંઓને કેળવણી આપવી. તેમાં જોઇતી મદદ આપવી બચ્ચાઓને સારી કેળવણીની છાપ બેસાડવી જોઇએ પણ હાલના વખતમાં જુઓ કે હાજર ઇમામના ફરમાન પ્રમાણે પોતાના વીચારો બદલવા પડયા છે તો પણ ઘણા મા બાપો

પોતાના દુનીયાઇ કામ માટે રોકી ભણાવાને શકિતમાન છતાં બચ્ચાઓને ઘેર બેસાડી રાખે છે અને બચ્ચાઓની મરજી પ્રમાણે ચાલે છે તે ઘણો દીલગીરીની વાત છે, તો પછી કન્યા કેળવણીની તો શું પુછવુંજ ?

વળી ઘણે ઠેકાણે જોવામાં આવે છે કે મા બાપોએ એક તો કેળવણી આપવામાં કસુર કરી હોય અને બાળક પોતાની પુખ્ત ઉમરમાં થતાં સારી સંગતથી કાંઇક કેળવણીનો લાભ મેળવ્યો હોય અને તે લાભથી કોઇ લેખક દ્વારા તથા વકતા તરીકે બ્હાર પડયો હોય તો તેના મા બાપો સંભળાવે છે કે છોકરો સુધરી ગયો, છકકી ગયો, હવે તે આપણું કહયું યાને કામ કયાંથી કરે ? અને ચાકરની માફક કામ કયાંથી કરે? અને આપણને કમાઇ શું ખવરાવશે? એવા એવા વીચારો કરે છે પણ ખરેખર છે કે તે વીચારો બીન કેળવણીથી થાય છે અને બીન કેળવણી અને અજ્ઞાનથી પોતાની ફરજ ભુલી જાય છે. એકનો છોકરાને ઉતેજન આપવું જોઇએ પણ ઉલટા એવા એવા શબ્દોનો વરસાદ વર્ષાવવો તે શું લાયક કહેવાય?

કેળવણીથી છોકરો પોતાની ફરજ શું તે ભુલી જાય, અને કમાઇનો રસ્તો પણ ભુલી જાય અને માત પીતા પ્રત્યેની ફરજ શું ભુલી જાય તે કદી બનવા જોગ નથી. વીદયા એ ઉત્પાદક શકતીની વધીનું સર્વોતમ સાધન છે. યત્ન એ કળા છે, જેને યોગે ઉન્નતી અને દેશોદ્ધાર થઇ શકે છે. "વીદયા વિહિન નરપશુ" જેઓમાં વીદયાનો અભાવ છે તેઓ આ સંસારમાં ભુમીનો ભાર બની મનુસ્યના રૂપમાં પશુનું કામ કરે છે.

માટે હે ભાઇઓ ! મુરબ્બીઓ ! ગૃહસ્થો ! આપણી ફરજ છે કે બચ્ચાંને કેળવવા ગમે તો ભાઇ હોય, ભાણેજ હોય, ભત્રીજો હોય, જે હાજર હોય તેને કેળવણી આપવા ચુકવું જોઇએ નહી કુસંગથી છોડાવો અને સારી સંગતથી ચલાવો તો તેનું ભવીશ્ય કેળવણી થીજ સુધરશે.

કેળવણી જેવી જડે, કરશે તેવા કામ,
સારા નરસા શીખવ્યા, પોપટ પઢસે રામ.

માટે જો ધીરજથી અને સમજુતીથી તે બાળકોને નીતી સંબંધી બોધ કીધો હોય તો તે બોધથી તેના કુમળા મગજ ઉપર મજબુત અસર બેસે છે. માટે દરેક ગ્રહસ્થને ઘટે છે કે પોતાના ફરજંદને ધીરજથી અને નરમાસથી નીતીનો બોધ કરવો જેથી તેઓના દીલ ઉપર હમેસા અસર રહે. વાસ્તે ભાઇઓ એહમ અખત્યાર કરો અને તમારા બાળકોને એ પ્રમાણે કેળવણી આપો કારણકે તેજ તમોને આ અને પેલી જહાનમાં ખરૂં સુખ આપનાર છે.

ભાઇઓ ! અમરૂતના પ્યાલા જેટલા પીવાય એટલા ઓછા છે માટે વીદયાદેવી કેળવણી વધારવા માટે સન્યાસાની પેઠે સંતોષી ન થતાં અને વિરકતની પેઠે કેળવણી તરફ ઉદાસ ન બનતા બાળના, દિવ્ય ઝરણમાં જેટલું બને તેટલું સહાય અને પ્રેમનું પુર રેડો એ આપનું શુભ કર્તવ્ય છે. ભાઇઓ ! આપણે સર્વ આપણા હાજર ઇમામ મઉલાના આગા સુલતાન મહમદશાહ દાતારના વહાલા ફરજંદો છીએ. આપણા હાજર ઇમામ દીન વ દુનીયામાં સુર્ય માફક પ્રકાસી

રહયા છે. આપણે સર્વ એજ સુર્યના પ્રકાશી રહેલા નુરના પુજારી છીએ.

હવે આપ સાહેબો આપણી કોમની સ્થીતી અને કેળવણીની પછાત છે જાણી શકયા હશો. જ્યાં સુધી તેમાં સુધારો અને ધ્યાન આપવામાં નહી આવે ત્યાં સુધી કોમની ઉન્નતિ થવાની આશા રાખવી ફોકટની છે. માટે ભાઇઓ ધ્યાન ધરો.



## ગજલ.



કરો કંઇ કોમના ગૃહસ્થો, રખડતા બાળને માટે,
અરે સાધન નથી એકે, ગરીબી બાળને માટે.
કેળવણી વીણુ અંધારૂં, અરે આ કોમમાં આવે,
અરે દીન બંધુઓ ખાંતે, ભણાવો બાળને ભાવે.

સુલેમાન ઝવેર.

બજાવો કોમની સેવા, ઉદયની આશ રાખીને,
સુધારો હોય કરવો તો, ભણાવો બાળને ભાવે,
વડાઇનો કરો દાવો, અગર દીલમાં દયા લાવો,
જો હમદર્દી બતાવો તો, ભણાવો બાળને ભાવે.

પંજવાણી.

નીજ બાળને દો ધર્મ, ભણતર ભાવથી ભારો તમે,
પોતે તરી તારે તમોને, એજ ઇશ્વરને ગમે.
એ કાગળમાં ગફલત ન કરતાં, ચેતજો મનમાં અતી,
ચહો ઉન્નતી આપની તો, વકત જાણો કીમતી.

**મામદ જમાલ.**

નીજ જ્ઞાતીની ઉન્નતી માટે, હામ હ્રદયામાં ધરી,
તન મનને કુરબાન કીધા, ધન પર દ્રષ્ટી ધરી.
સુધારતાને બાળ બાળા, પગ પાછો નવ થયો,
હા એજ જન્મી જગતમાં, શુભ લાવ જગનો લઇ ગયો.

**કાનજી શાંમજી.**

માટે હે ભાઇઓ ! દીન બંધુઓ, મોટા આગેવાનો, ધનવાનો, વીદવાનોએ કોમીક દાઝ હઇડે ધરી કેળવણી આપવાના સાધનો ઉભા કરી તે મારફતે અજ્ઞાનતા દુર કરી કોમની ભવીશ્યની પ્રજાને જ્ઞાન રૂપી પ્રકાશના માર્ગમાં મુકવાનો પ્રયાસ કરશે તો જરૂર કોમનો ઉદય થશે.

સાહેબો ! આ વીષય ઉપર જેટલું બોલીએ એટલું ઓછું છે અને વધારે બોલવાને માટે ટાઇમ નહી હોવાથી બાકી વીષયો ઉપર વીવેચન નહી કરતાં આટલેથીજ વીરામશું. વળી પણ છેવટમાં કહું

છું કે, બંધુઓ ઝાંખી પડેલી જ્ઞાનની જયોતીને જલદી સતેજ કરો. કેળવણી રૂપી જ્ઞાનના ફાનસ સળગાવી અધ્ધકયતાની સડક ઉપર ઉન્નતીને મારગે જલદી આગલ વધો. વીઘ્નોથી ડરી ન જતાં, પ્રમાદથી પાછા ન પડતાં, દ્રઢતા રૂપી ઇસમાઇલી ધર્મને ધારણ કરી મકકમ પગલે આગળ વધો. કેળવણીજ આપણો ઉદય કરશે. આમીન.

ઉપર પ્રમાણેના ભાષણે તાલીયોનો ગગડાટ કરી મુકયો ને સભામાના દરેક મનુસ્યને ખુશ ખુશ કરી દીધા.

હવે વાંચક વર્ગને અત્યારે ઘણું વીચારવું પડતું હશે કે ભાષણ કરનાર નવો માણસ તે વળી કોણ અને બહારગામવાળો તે કોણ હશે પણ મુંઝાસો નહી, તે નવો જુવાન કોઇ નહી પણ આપણી વાર્તાનો નાયક કુરજીભાઇ હતો તેમણેજ ઉપરનું ભાષણ કરયું હતું.

ત્યારબાદ બે ત્રણ વકતાઓ તરફ ભાષણ કરવામાં આવ્યા જેમાં આ પ્રસંગને લગતી મુબારકી તથા નામદાર આગાખાનની કીરતી વીશે વીવેચન કરવામાં આવ્યા હતા.

ત્યારબાદ નામદાર આગાખાનની સલામતી લેવડાવી હતી અને નામદાર બ્રીટીશ સરકારની સલામતી લેવડાવી હતી તે જોઇ સરવે ભાઇઓ એક ધ્યાન થઇ રહયા હતા અને ખુશ ખુશ થઇ ગયા હતા. અવર કોમ પણ અત્યારે વીચારવા લાગી કે ખરેખર ઇસમાઇલીઓજ એક સંપ કેળવણીની ચાહક અને કોમની ચડતી જોવાને આતુર છે

જેને નામદાર આગાખાન પ્રત્યેનો ભકિતભાવ વીગેરે કુદરત તરફથી બક્ષીસ થયાં છે.

ત્યારબાદ ચા, બીસ્કીટ વીગેરે આપવામાં આવ્યા હતા અને ઉપર પાન સોપારી એલાઇચી આપવામાં આવી હતી.

ત્યારબાદ અમલદારીએ તરફથી ભાષણ કરવામાં આવ્યું હતું. જેની અંદર દરેક વકતાઓનો આભાર તથા દરેક ભાઇઓએ પધારી શે.ભામાં વધારો કીધો તેનો ઉપકાર માનવામાં આવ્યો હતો. ત્યારબાદ હીંદુ લોકોના અગરેસરોએ ઉભા થઇ ખુશીની સાથ નામદાર આગા ખાન તથા તેમના મુરીદો ઇસમાઇલીઓની તારીફ કરી હતી અને નામદાર આગાખાનની જન્મ દીવસની સાલગ્રેહ વીશે ખુશી બતાવી હતી.

આ વખતે દરેક ભાઇઓ એક ચીતથી સાંભળી રહયા હતા અને આખો મંડપ શોભી રહયો હતો. ત્યારબાદ પંજેભાઇઓ તરફથી ભેટમાં સાહેબના ફોટુ દેવામાં આવ્યા હતા અને ત્યારપછી છેલ્લું એક મુબારકીનુ ગાયન સંભળાવવામાં આવ્યું હતું અને મેળાવડો વીસરજન થયો હતો અને બધા ખુશીની સાથ આનંદમાં મગ્ન થઇ ખુશીના આવેસમાં સઉ સઉને ઘેર પહોંચ્યા.

તા૦ ૨૫ જુલાઇના રોજ જમણ હતું. સાંજના પાંચ વાગે જમણ જમી સઉ જમાતખાને ગયા અને બન્ને ધુઆનુ કામ ઉકેલીને

રાતના ૮॥ બજે મામેરૂ ભરવામાં આવ્યું હતું અને મુખી સાહેબને ઘેરથી મામેરૂં ભરવાનું હતું, તેથી ઘણી ધામધુમથી વાજતે ગાજતે મુખીને ઘેર ગયા, ત્યાં પણ ચા, બીસ્કીટ પાન સોપારી, સરબતો વીગેરે આપવામાં આવ્યા હતા તથા ડાંડીયા રાસની એક બે રમતો હીમતવાન બાળકો રમ્યા હતા અને ધામધુમ કરી મુકી હતી અને ૧૧, વાગે મામેરૂં ઘણી ધામધુમની સાથે વાજતે ગાજતે પ્રેમ ભાવથી સુંદર રાગના સુંદર ગીતો સાથે જમાતખાને વધાવવામાં આવ્યું હતું. ત્યાં પણ થોડી વાર બેસી કેસર, ગુલાબ જળ, અતર વીગેરેના છાંટણા કરવામાં આવ્યા હતા અને આજનો અમુલ્ય વખત જાણી તેનો લાભ લેવાને સરવે ભાઈઓએ એક બીજા પ્રત્યે માફી માંગી હતી અને પ્રેમ પ્રેમ વરસાવી મુકયો હતો.

એ મુજબ આજનો શુભ દીવસ આનંદ સાથે ઉજવી સર્વ પોત પોતાને સ્થાને સીધાવ્યા હતા અને આપણી વારતાનો નાયક કુરજીભાઇ તથા તેની સાથનો સાઇકલ પર બેસી પોતાને ગામ સીધાવ્યા. આમીન.



# સાલગ્રેહ મુબારક.

આજનો મુબારક દીવસ આપણા પાક હાજર ઇમામની પવીત્ર સાલગરેહ સર્વ ઈસમાઇલી ખોજા મુમના નવી જમાત, ખાલુ, અરબ, બદકશાની વીગેરે સર્વને સુખ શાન્તી આનંદ અને વઈભવ સાથે મુબારક હો અને આ નમ્ર સંદેસો કચ્છ, કાઠીયાવાડ, સીંધ, બરાડ, સીલોન, સર્વ હીંદુસ્તાન, બદકસાન, ખુરાસાન, અરબસ્તાન, પરશીયન ગલ્ફ, રશીયા, યુરોપ, અમેરીકા, જાપાન, આફ્રીકા, આસ્ત્રેલીયા સર્વ દેશ દેશાવરમાં વસ્તા ઇમામી ઇસમાઇલીઓને પહોંચે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ સ્કુલ ઉતેજન અરથે કેળવણી ખાતાના મેળાવડા કરી કેળવણીને ઉતેજન આપ્યું છે તથા આપણી જ્ઞાતીમાં કેળવણીનો ફેલાવો કરવા અથાગ મહેનત કરી રહયા છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ મુંબઈની આસપાસના ગામડાઓ વાંદરા તથા થાણા ખાતે, કાઠીયાવાડમાં ભેસાણ, વીરપુર, કોટડા, સાંગાણી તથા ગઢડા સામીના ખાતે, સીંધમાં કરાંચી ખાતે, આફ્રીકાના બંદર જંગબાર, મુમ્બાસા, નઇરોબી, કીસુમુ, જીન્જા ખાતે, ધારમીક લાઇબરેરીઓ ચાલુ કીધેલી છે અને નવી લાઇબરેરીઓ સ્થાપવાની ઉમેદ ધરાવે છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ આખી ઇસમાઇલી કોમમાં

એકનું એક લવાજમ પ્રકાશ માસીક ચાલુ રાખવાને અને ટકાવી રાખવાને બીન સ્વાર્થથી હીમત કરી છે અને હજુ તત્પર છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ આવા ભયંકાર દુષ્કાળના મામલામાં દીલે જાનથી મદદ આપીને હીમત કરી ગરીબ સ્થીતીના બાઇઓને મદદ આપવાને મોટા મોટા ફાળાઓ કાઢયા છે અને જેઓએ તેવા ફાળામાં પોતાની ફરજ જાણી સારી રકમો મંડાવી છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ કાઠીયાવાડમાં દુકાળને લીધે દુખી થના બાઇઓ હસમપલી ખોજા મુમના વીગેરે માટેના ફંડમાં રકમો લખાવી ભરી દીધી છે અથવા ઉમેદ ધરાવે છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓએ દરેક રકુલને તથઃ લાઇબરેરીને માસીક મદદો આપી છે તથા ઉતેજન આપી સારા પાયા પર લાવવાની હીમત કરી છે.

મુબારક થાઓ! તે ગ્રહસ્થોને કે જેઓએ પોતાની અમુલ્ય દોલત માંથી મોટી રકમો હાજર ઈમામ પ્રત્યે પ્રેમ ભાવથી અરપણ કરી છે તથા ગરીબ સ્થીતીના બાઇઓ માટે તથા કેળવણીના સુધારા વધારા માટે દીલેજાનથી મદદ કરી છે.

મુબારક થાઓ! તેઓને કે જેઓ આપણા ગરીબ બાઇઓને વાસ્તે બનતી મહેનત લીએ છે અને હીમત બાંધી મોટા મોટા ફંડો ઉભા કરીને ગરીબ બાઇઓના દુખના વાદળનું મુળ કાઢી નાખવાને તત્પર થઈ રહયા છે.

